• પ્રકાશન : ૭૪

"જે માણસ નમાઝ ખરાબ રીતે અદા કરે, સમય પણ જાળવે નહિ, વુઝૂ પણ બરાબર ન કરે, રુકૂઅ સજદહ પણ સહીહ રીતે ન કરે, તો આ નમાઝ ખરાબ સ્વરૂપે, કાળી થઈને નમાઝીને બદદુઆ આપે છે કે અલ્લાહ તઆલા તને પણ એવી રીતે બરબાદ કરે, જેમ તેં મને બરબાદ કરી છે. પછી આ નમાઝ જુના કપડાંની જેમ વીંટાળીને નમાઝીના મોંઢા ઉપર પાછી મારી દેવામાં આવે છે." *(તબરાની)*

# વુઝૂ અને નમાઝની સહીહ રીત

પ્રકાશક :

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

જિ.ભરૂચ ફોન : ૦૨૬૪૪ ૨૨૦૭૮૬, ફેકસ ૨૨૨૬૭૭

EMAIL : jamiahjambusar@gmail.com

એક સખી સજ્જન તરફથી ઉમ્મતે મુસ્લિમહના ઈસાલે સવાબ અર્થે

# બિસ્મિહી તઆલા

ઈસ્લામમાં નમાઝનું શું મહત્વ છે એ દર્શાવતાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, "મુસલમાનો અને ગેર મુસ્લિમો વચ્ચે નમાઝનો જ તફાવત છે."

ગેરમુસ્લિમોથી મુસલમાનોને અલગ કરતી અન્ય ઘણી બાબતો હોવા છતાં નમાઝને એનો આધાર બનાવવાથી સ્પષ્ટ થાય છે કે માણસે પોતાન મુસલમાન હોવાની ઓળખ અને ગેરંટી માટે નમાઝ અપનાવવી જ પડશે. આવી મહત્વની ઓળખ ગણાતી ઈબાદતની પાબંદી મુસલમાનો દ્વારા કરવામાં નથી આવતી, એ દુઃખની બાબત છે.

નમાઝ મુસલમાનની પહેચાન છે, અને પહેચાન – ઓળખ સ્પષ્ટ હોય એ આધારે નમાઝ સહીહ અને સુન્નત તરીકા મુજબ હોય એ પણ જરૂરી છે. આજે પરિસ્થિતિ આ છે કે નમાઝ પઢનારા લોકો પણ ઉતાવળે એવી નમાઝ પઢે છે કે એ ન પઢવા બરાબર થઈ જાય છે. નમાઝની સહીહ રીતની તાલીમ માટે મુસલમાનોએ વિશેષ પ્રયત્નો કરવાની જરૂરત છે, મસ્જિદના ઈમામો, મદરસાના ઉસ્તાદો, તબ્લીગ જમાઅતના અમીરો આ માટે પ્રેકટીકલ રીતે નમાઝની હરકતો  લોકોને શીખવાડે એ ઘણું જ આવશ્યક થઈ ગયું છે. સાથે જ મસ્જિદમાં કોઈ મુસલમાન ભાઈની નમાઝમાં કોઈ ઉણપ દેખાય તો દીનદારોએ એને ધીમે રહીને સહીહ રીત બતાવવાની હિમ્મત પણ દાખવવાની જરૂરત છે, આમ કરવાથી ઈન્શાઅલ્લાહ લોકોમાં નમાઝની સહીહ રીત પ્રચલિત થશે.

આ જ હેતુથી આ પુસ્તિકામાં વુઝુ અને નમાઝ, ફોટાઓ દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વિવિધ પુસ્તિકાઓ કે પરચાઓમાં છપાયેલ ફોટાઓ ભેગા કરીને, સાથે ટુંકમાં મસ્અલહ દર્શાવવામાં આવ્યો છે, એ આશયે કે એના દ્વારા માણસ પોતાની રીતે પણ નમાઝ સહીહ કરી શકે. અલ્લાહ તઆલા આ કોશિશને કુબૂલ કરે,  દરેકને નમાઝની પાબંદી નસીબ કરે અને સહીહ નમાઝ પઢવાની તોફીક આપે.

*લી.* મુફતી અસ્જદ દેવલ્વી, મુફતી ફરીદ કાવી, કારી અય્યૂબ દેવલ્વી

*જામિઅહ ઉલૂમુલ કુર્આન. જંબુસર.*

# વુઝૂ

સંપૂર્ણ અને સહીહ વુઝૂ વગર માણસની નમાઝ દુરૂસ્ત થઈ શકતી નથી, ઉપરાંત સહીહ વુઝૂ કરવાથી માણસના ગુનાહો પણ ધોવાય જાય છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે મોઢું ધોવાથી આંખોના, હાથ ધોવાથી હાથના અને પગ ધોવાથી પગના ગુનાહો ધોવાય જાય છે. (મુસ્લિમ શરીફ) માટે વુઝૂ સહીહ થાય એનો ખાસ ખ્યાલ રાખવો જરૂરી છે.

## વુઝૂમાં ચાર અવયવો ધોવા ફરજ છે.

(૧) મોઢું ધોવું, (કપાળથી દાઢીના નીચે સુધી, અને બન્ને કાનની બુટ સુધી આખો ચહેરો એવી રીતે ધોવો કે વાળ જેટલી જગ્યા પણ રહી ન જાય.)

(૨) બન્ને હાથ કોણીઓ સાથે ધોવા.

(૩) ચોથા ભાગના માથાનો મસહ કરવો. (મસહ એટલે કે ભીનો હાથ ફેરવવો.)

(૪) બન્ને પગ ઘૂંટીઓ સુધી ધોવા.

મોઢું, હાથ અને પગ ધોવામાં વાળ જેટલી પણ જગ્યા રહી જશે તો વુઝૂ ગણાશે નહી, અને આવા વુઝૂથી પઢેલી નમાઝ પણ ગણાશે નહી.



## ખાસ ખ્યાલ રાખો.

-- દાઢી અને કાનની વચ્ચેની જગ્યા ધોવામાં રહી ન જાય.

-- હાથોની કોણીઓ પાછળથી સૂકી ન રહી જાય.

-- પગનું તળિયું અને એડી પાછળનો ભાગ સૂકો ન રહી જાય.







## વુઝૂમાં નીચેની બાબતો સુન્નત છે.

નિય્યત કરવી.

બિસ્મિલ્લાહ પઢીને વુઝૂ શરૂ કરવું.

પ્રથમ કાંડા સુધી બન્ને હાથ ધોવા.

કોગળા કરવા.

મિસ્વાક કરવું.

નાકમાં પાણી નાખી નાક સાફ કરવું.

દરેક કામ ત્રણવાર કરવું.

પૂરા માથા ઉપર અને કાનો ઉપર મસહ કરવો.

દાઢી અને આંગળીઓમાં ખિલાલ કરવો.

આગલો અવયવ સુકાય એ પહેલાં બીજા અવયવ ધોઈ લેવો.

પ્રથમ મોઢું, પછી હાથ, પછી મસહ, અને છેલ્લે પગ, એમ ક્રમ પ્રમાણે વુઝૂ કરવું.

# નમાઝની સહીહ રીત

અત્રે નમાઝની અદાયગીમાં શરીરના અવયવો કેવી સ્થિતિમાં હોવા જોઈએ, અને સામાન્ય પ્રમાણે માણસો આ બાબતે કેવી ભૂલો કરે છે, એ બન્ને (સહીહ સ્થિતિ અને ખોટી સ્થિતિ) ફોટાના માધ્યમથી દર્શાવવાનો પ્રયત્ન અત્રે કરવામાં આવ્યો છે.

- કયામ એટલે કે ઉભા રહેવામાં બન્ને પગોના પંજા સીધા, આંગળીઓ કિબ્લા તરફ, અને એક બીજાથી લગભગ ચાર – પાંચ આંગળીઓના અંતરે હોવા જોઈએ.



બન્ને પગ વાંકા ચૂકા, આગળ – પાછળ અથવા ભેગા ન હોય, એનો ખ્યાલ રાખો.



● નમાઝ શરૂ કરતી વેળા તકબીરે તહરીમા કહેવાનું યાદ રાખો.

● તકબીરે તહરીમા વેળા બન્ને હાથ સીધા, હથેળીઓ કિબ્લા તરફ, માથું સીધું અને નજરો સજદહની જગ્યા ઉપર રાખો.



● ડુંટી નીચે હાથ બાંધો, જમણો હાથ ઉપર, અંગૂઠા અને ટચલી આંગળીથી ડાબા હાથનું કાંડુ પકડીને બાકીની ત્રણ આંગળીઓ ડાબા હાથ પર સીધી મૂકો.









નોંધ : હાથ બાંધ્યા પછી હાથો વડે દાઢી – કપડાંથી રમો નહિ, શરીરમાં આમતેમ ખંજવાળવાથી પણ બચો.

● રૂકૂઅનો સુન્નત તરીકો આ છે કે આગળીઓ વડે ગુંઠણ મજબૂત પકડો, કમર અને માથું એક લાઈનમાં અને નજર પગના પંજા ઉપર હોય.




● રૂકૂઅમાંથી બિલ્કુલ સીધા ઉભા થયા પછી સજદહમાં જાઓ. કુદકો મારીને સજદહમાં જવું ખોટું છે. સજદહમાં નજર નાક ઉપર રાખો.

● સજદહમાં બન્ને હાથ કાનો નીચે અને માથું વચ્ચે, હાથોની આંગળીઓ સીધી કિબ્લા તરફ, પગ જમીનથી અધ્ધર ન હોય અને બન્ને હાથ જમીન અને પાંસાથી જુદા રાખો.

પગની આંગળીઓને ભાર દઈને કિબ્લા તરફ રાખો. ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહેવા જેટલો સમય પગ અધ્ધર થઈ જશે તો નમાઝ ફરી પઢવી જરૂરી છે.

✓



✗







● કાએદહમાં ડાબો પગ વાળીને એના ઉપર બેસો, જમણો પગ બહાર રાખો, પંજા ઉભો કરીને દબાણ આપીને આંગળીઓ કિબ્લા તરફ કરો. નજર નીચી ખોળામાં રાખો. અત્તહિય્યાતમાં અંગૂઠો અને વચલી આંગળી ભેગી કરીને કલિમાની આંગળી ઊંચી કરો.









# સ્ત્રીઓ માટે નમાઝની રીત

## *નમાઝમાં ધ્યાનમાં રાખવાની વાતો :*

(૧) નમાઝ પઢનાર ઓરત પોતાનું મોઢુ કિબ્લા તરફ રાખે. સીધી ઉભી રહે, અને નઝર સિજદહની જગ્યાએ કરે. ગરદન (ડોક)ને નમાવી દાઢીને છાતી સાથે લગાડવી મકરૂહ છે, કારણ વિના છાતીને નમાવી ઉભા રહેવું પણ અયોગ્ય છે, માટે એ રીતે ઉભા રહે કે નઝર સિજદહ ની જગ્યાએ રહે.

(૨) નમાઝ પઢતી વેળા તમારા પગની આંગળીઓ અને બન્નેવ પગ સીધે સીધ કિબ્લા તરફ રહે(પગને ડાબે – જમણે ત્રાસા કરી ઉભા રહેવું સુન્નત વિરૂધ્ધ છે.)

(૩) બન્નેવ પગના વચમાં ઓછામાં ઓછું ચારઆંળગીઓનું અંતર રાખે. (ઈમ્દાદુલ અહકામ)

(૪) કોઈ મોટી – વિશાળ ચાદર વડે પોતાના શરીરને વ્યવસ્થિત રીતે ઢાંકી લે, જેમાં માથું, છાતી, પિંડલીઓ, ખભા સહિતના દરેક અંગો ઢંકાય જાય, હા ! મોઢું, પગ અથવા હાથ કાડાંઓ સુધી ખુલ્લા રહે તો કાંઈ વાંધો નહીં, નમાઝ દુરૂસ્ત થઈ જશે.

કારણ કે ઉકત ત્રણ અવયવો સતર (ગુપ્તાંગો)માં શામેલ નથી. માટે આ ત્રણ અવયવોને છુપાવવા (નમાઝમાં) જરૂરી નથી અને જો આ ત્રણ અવયવોને ઢાંકી નમાઝ પઢવામાં આવશે તો પણ નમાઝ દુરૂસ્ત થઈ જશે.

● અમુક ઔરતો પોતાના માથાના વાળતથા કાન ખુલ્લા રાખીને નમાઝ પઢે છે, અમુક પોતાની કલાઈ(કોણી અને પંજા વચ્ચેનો

ભાગ) ખુલ્લી રાખીને તો અમુક નમાઝ માટે એવી પાતરી ઓઢણીનો ઉપયોગ કરે છે જેમાં માથું, ગળુ, તેમજ ગળા નીચેનો ભાગ નઝર આવતો હોય છે, એ જ પ્રમાણે અન્ય અવયવો સ્પષ્ટ દેખાતા હોય તો આવી હાલતમાં નમાઝ થશે નહીં, માટે નમાઝ પઢતી વખતે સમગ્ર શરીરને સારી રીતે ઢાંકવાનો પ્રબંધ કરે. આ માટે મોટી અને જાડી ઓઘણીનો ઉપયોગ કરે.

(૭) જો નમાઝ દરમિયાન મોઢું, હાથ અને પગ સિવાય શરીરના (ગુપ્તાંગોમાંથી) કોઈ પણ અવયવનો ચોથો ભાગ એટલી વાર સુધી ખુલ્લો રહી ગયો કે જેમાં ત્રણ વાર "સુબ્હાનલ્લાહ" કહી શકાય, તો નમાઝ (દુરૂસ્ત) થશે નહીં, હા, જો એથી ઓછો સમય અથવા ચોથા ભાગથી ઓછી માત્રામાં શરીરનો કોઈ અંગ ખોલ્લો રહી જાય તો નમાઝ તો થઈ જશે પરંતુ મકરૂહ હોવાના લઈ ગુનેગાર થશે.

(૮) સામાન્ય પણે એવા કપડાં પહેરવા, જેનાથી ઓરત લોકો સામે જવામાં શરમ અનુભવતી હોય તો એવા વસ્ત્રો પહેરી નમાઝ પઢવી મકરૂહ છે.

(૯) ઓરત માટે ઘરના સૌથી અંદરના ખૂણામા નમાઝ પઢવું બેહતર છે અને ઓરડામાં નમાઝ પઢવી વરંડામાં નમાજ પઢવા કરતાં અફઝલ છે જયારે કે વરંડામાં નમાઝ પઢવી આંગણામાં નમાઝ પઢવા કરતાં બેહતર છે.

### *નમાઝ શુરૂ કરતી વેળા ધ્યાનમાં રાખો*

(૧) દિલમાં નિય્યત કરી લે, કે હું ફલાણી(ફજર, ઝહર, અસર, મગ્રિબ, ઈશા) નમાઝ પઢી રહી છું, મોઢેથી નિય્યતના શબ્દો ઉચ્ચારવા જરૂરી નથી.

(૨) બન્નેવ હાથ ઓઢણીમાંથી બહાર કાઢયા વિના ખભાઓ સુધી

એ રીતે ઉઠાવે કે હથેળીઓ કિબ્લા તરફ રહે, અને આંગળીઓ ઉપર બિલકુલ સીધમાં રહે.

- ન કાનો સુધી હાથ ઉઠાવે અને ન ઓઢણીમાંથી હાથ બહાર કાઢે.

(૩) ઉપર લખેલ તરીકા મુજબ હાથ ઉઠાવતી વેળા "اللــــه اکبــر" (અલ્લાહુ અકબર) કહી એ રીતે છાતી ઉપર પોતાના હાથ બાંધે કે જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ(ચામડી વાળા ભાગ) ઉપર મૂકે, અને બંને હાથની આંગળીઓ એક બીજા સાથે ખુબ મિલાવીને રાખે, અને પુરુષોની જેમ દૂંટીના નીચે હાથ ન બાંધે,છાતી ઉપર બાંધે અને ન જમાણા હાથથી ડાબા હાથના કાંડાને પકડે, કેવળ હાથ ઉપર મૂકી આપે.

***કિયામ (ઉભા રહેવા) ની હાલતમાં ધ્યાનમાં રાખો***

(૧) એકલી નમાઝ પઢતી હોય તો પ્રથમ રકા'તમાં પહેલા سُبْحَانَكَ اللّٰهُمَّ بِحَمْدِكَ وَتَبَارَكَ اسْمُكَ وَتَعَالٰى جَدُّكَ وَلَا اِلٰهَ غَيْرُكَ (ષના) અંત સુધી પઢે, ત્યાર પછી اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْم પઢે, ત્યાર પછી بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْم પઢે, ત્યાર પછી સુરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢે, "વલદ્દાલ્લીન" (ولا الضالّين) પછી તરત "આમીન" કહે. ત્યાર પછી "بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْم" પઢી કોઈ પણ સુરત પઢે અથવા કુર્આનમાંથી કયાંથી પણ (ઓછામાં ઓછી) ત્રણ આયતો પઢે.

હા, જો ઈમામની પાછળ હોય તો કેવળ ષના પઢી ખામોશ રહે, અને ઈમામની કિરાઅત(પઢવા)ને ધ્યાનથી સાંભળે. અને જો ઈમામની કિરાઅત સંભળાતી ન હોય તો જીભ હલાવ્યા વિના મનોમન સુરતે ફાતિહા તરફ ધ્યાન ધરી રાખે.

(૩) જયારે કે એકલી નમાઝ પઢી રહેવાની હાલતમાં જયારે કિરાઅત

સુરએ ફાતિહા પઢતી વેળા બેહતર આ છે કે દરેક આયત ઉપર થોભે, દા.ત. اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْن ઉપર થોભે, ત્યાર પછી اَلرَّحْمٰنِ الرَّحِيْم પઢી થોભે, પછી مَالِكِ يَوْمِ الدِّيْن ઉપર, આ રીતે સુરએ ફાતિહા પુરી કરે. પરંતુ ત્યાર પછી કિરાઅતમાં એક શ્રાંસમાં એકથી વધુ આયતો પણ પઢે તો કંઈ વાંધો નહીં, યાદ રહે કે આપ ઓરતે નમાઝમાં ધીમા અવાજે પઢવાનું છે.

(૪) કોઈ સખત જરૂત વિના શરીરના કોઈ પણ ભાગને હલાવે નહીં, જેટલી વધુ સ્થિર ઉભા રહી શકાય એ રીતે ઉભા રહેવું બેહતર છે. હા, જો ખંજવાર વગેરે આવતી હોય તો કેવળ એક હાથનો ઉપયોગ કરે અને તે પણ સખત જરૂરત હોય તો જ... અને થોડીક જ વાર માટે.( જોનારને એમ ન થાય કે નમાઝમાં નથી)

(૫) એક પગ ઉપર સમગ્ર વજન આપી એ રીતે ઉભા રહે કે બીજો પગ વાંકો રહેતો હોય તો આ રીતે ઉભા રહેવું સુન્નતના વિરૂધ્ધ છે. આનાથી બચવું જરૂરી છે. ( એક પગ ઉપર વજન આવી જાય તો બીજા પગ તેની કોઈ અસર પડવી જોઈએ નહીં, તેને પણ બીલકુલ સીધમાં રાખે)

(૬) નમાઝ દરમિયાન બગાસું આવે તો રોકવાનો પુરતો પ્રયાસ કરે.

(૭) કિયામ (ઉભા થવા)ની હાલતમાં નઝર સિજદાની જગ્યાએ રાખે, આમ તેમ અથવા બિલકુલ સામે જોવાથી બચે.

### *રૂકુઅમાં ધ્યાનમાં રાખો*

(૧) જયારે કિયામથી ફારિગ થઈ જાય તો "અલ્લાહુ અકબર" કહી રૂકુઅમાં જાય, યાદ રહે કે રૂકુઅ કરવા માટે વાંકુ વળવાનું શરૂ કરતાંની સાથે જ તકબીર (અલ્લાહુ અકબર) કહેવાનું શરૂ કરી દે અને રૂકુઅમાં પહોંચતા જ તકબીર પુરી કરે.

(૨) રૂકુઅમાં પોતાના ઢીચણ પકડી શકે એટલું જ પોતાના શરીરને નમાવે (પુરુષની જેમ પીઠ(કમર) ને બિલ્કુલ ટટાર ન કરે) (રૂકુઅમાં) ઘૂંટણ ઉપર બન્નેવ હાથની આંગળીઓ મિલાવીને મુકે, પુરુષોની જેમ આંગળીઓ પહોળી કરી ઘૂંટણોને પકડે નહીં.

(૩) રૂકૂઅની હાલતમાં પગને એકદમ સીધા ન રાખે, બલકે ઘૂંટણને જરા આગળ તરફ વાંકા કરી નમાવી દે. બાહોને પેહલુ સાથે સારી રીતે મિલાવે અને બંને પગની ઘૂંટીઓને પણ મિલાવીને રાખે. (તહતાવી, બેશ્તિઝેવર)

(૪) ઓછામાં ઓછુ એટલી વાર સુધી રૂકુઅમાં રહે કે ત્રણ વાર سبحان ربی العظیم કહી શકાય.

(૫) રૂકુઅમાં નઝર પગના (અંગૂઠા) તરફ રાખે .

(૬) બન્નેવ પગ ઉપર સરખું વજન રાખે.

***રૂકુઅમાંથી ઉભા થતી વેળા ધ્યાનમાં રાખો***

(૧) રૂકુઅથી سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهٗ (સમિઅલ્લાહુ લિમન્ હમિદહુ) કહેતા માથું ઉઠાવે અને શાંતિથી ઉભી રહે, અને رَبَّنَا وَ لَكَ الْحَمْدُ કહે. (૨) આ હાલતમાં પણ નઝર સિજદાની જગ્યાએ રાખે.

(૩) અમુક ઓરતો રૂકુઅમાંથી ઉભી થતી વેળા ઉભા થવાની જગ્યાએ કેવળ ઉભા થયાનો ઈશારો કરી દેતી હોય છે, બરાબર ઉભી પણ થતી નથી અને એમ જ શરીર નમેલું હોય સિજદામાં ચાલી જતી હોય છે. પરંતુ યાદ રહે કે આમ કરશો તો નમાઝ દુરૂસ્ત થશે નહીં, નમાઝ ફરીથી પઢવી પડશે. માટે આ વાતને સારી રીતે સમજે અને તેના ઉપર અમલ કરે. જયાં સુધી(કવ્મામાં) સંપૂર્ણ સીધી થાય નહીં ત્યાં સુધી સજદામાં ન જાય.

### *સજદામાં જતી વેળા ધ્યાનમાં રાખવા જેવી બાબતો*

(૧) છાતી આગળ નમાવી સિજદો કરે, પ્રથમ પોતાના ઘૂંટણ જમીન ઉપર મુકે, ત્યાર પછી હાથ જમીન ઉપર મુકે પછી નાક અને પછી પેશાની.

(૨) સિજદો એ રીતે કરે કે પેટ જાંઘોથી અને બાહો પડખાથી મળી જાય અને બંને કલાઈઓ(કોણીથી પંજા વચ્ચેનો ભાગ) ને જમીન પર પાથરી (બીછાવી) આપે (બેહિશ્તી ઝેવર)

(૩) બન્ને હાથની વચમાં માથું મૂકે, નાક અને પેશાની બંને જમીનને અડે અને હાથની બધી આંગળીઓ અંગૂઠા સહિત કિબ્લા તરફ રહે એ રીતે સિજદો કરે. અને સિજદામાં નઝર નાક તરફ રાખે.

(૪) બંને પગ જમણી તરફ (બહાર) રાખે, (પુરુષોની જેમ) ઉભા ન રાખે , પગની આંગળીઓ કિબ્લા તરફ રાખે અને ત્રણ અથવા પાંચ વાર سبحان رَبِّیَ الْاَعْلٰی (સુબ્હાન રબ્બીયલ્ અઅ્લા)પઢે.

### *બન્ને સજદા દરમિયાન (જલ્સાની હાલતમાં) ધ્યાનમાં રાખો*

(૧) એક સિજદાથી ઉઠી શાંતિથી બેસી જાય, ત્યાર પછી બીજો સિજદો કરે. જરા ઉઠી સીધા થયા વિના બીજો સિજદો કરી લેવો ગુનોહ છે, અને આ રીતે કરવાથી ફરીથી નમાઝ પઢવી પડશે.

(૨) જલ્સા દરમિયાન પોતાના ખોળામાં નઝર રાખે, એટલી વાર બેસવું કે કમ થી કમ એક વાર "સુબ્હાનલ્લાહ" પઢી શકાય, અને જો એટલી વાર બેસે કે

اَللّٰھُمَّ اغْفِرْلِیْ وَارْحَمْنِیْ وَعَافِنِیْ وَاھْدِنِیْ وَارْزُقْنِیْ وَاجْبُرْنِیْ

અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમ્ની વ આફિની વહ્દિની વર્ઝુક્ની વજ્બુર્ની

પઢી શકાય તો બેહતર છે, પરંતુ ફર્ઝ નમાઝોમાં આ પઢવું જરૂરી નથી, નફલ નમાઝોમાં પઢી લેવું બેહતર છે.

### *બીજો સજદો અને સજદાથી ઉઠવું*

(૧) ઉપરમાં લખેલી રીત મુજબ શાંતિથી બેસ્યા પછી અલ્લાહુ અકબર કહી બીજો સિજદો કરે, જે રીતે પહોલા સિજદામાં બતાવ્યું એ પ્રમાણે આ સિજદો પણ કરે. (પહેલા બન્ને હાથ જમીન પર મૂકે, પછી નાક અને પછી પેશાની.)

(૨) સિજદામાંથી ઉઠતી વેળા પહેલા પેશાની જમીનથી ઉઠાવે પછી નાક પછી હાથ અને પછી ઘૂંટણ ઉઠાવે.

(૩) (બીજી, ત્રીજી અથવા ચોથી રકાત માટે) ઉભા થતી વેળા જમીનનો સહારો ન લેવો બેહતર છે. પરંતુ જો ભારે કદાવર શરીર ધરાવતી ઓરત હોય અથવા બિમાર અથવા ઘરડા હોવાના લઈ સહારા વિના ઉભા થવું મુશ્કેલ હોય તો સહારો લેવો પણ જાઈઝ છે.

(૪) ઉઠયા પછી દરેક રકા'તની શરૂમાં સૂરએ ફાતિહા પઢતા પહેલાં બિસ્મિલ્લાહ પઢે.

### *કઅ્દહમાં ધ્યાનમાં રાખો*

(૧) બે રકા'ત પુરી થયા પછી કઅ્દહ કરે અને આ કઅ્દહમાં બેસવાનો તરીકો ઉપર જલ્સહના (બે સજદાઓ વચ્ચે બેસવાના) તરીકા મુજબ જ છે, અને દરેક કઅ્દહમાં બેસવાનો તરીકો આ પ્રમાણે જ છે. કઅદહમાં અત્તહિય્યાત પઢે અને જયારે પઢતાં પઢતાં "અશ્હદુ અલ્લા ઈલાહ" પર પહોંચે તો જમણા હાથની નાની અને એના સાથેની આંગળીને મુઠઠીમાં બંધ કરે,(જેને ઈસ્લામી પરિભાષામાં "અકદ" કહેવામાં આવે છે) અને વચલી આંગળી અને અંગૂઠા વડે વર્તૂળ બનાવે અને શહાદતની આંગળી ઉઠાવી અલ્લાહની વહ્દાનિયત (એક હોવા)નો ઈશારો કરે,(આંગળી એ રીતે ઉઠાવે કે આંગળી કિબ્લા તરફ નમેલી હોય બિલકુલ આકાશ બાજુ ઉઠાવવામાં ન આવે) અને

"ઈલ્લલ્લાહ" પર પાછી મૂકી આપે. અને હલ્કા – વર્તૂળને પોતાની સ્થિતિમાં અંત સુધી બાકી રાખે.

(૨) નમાઝ જો બે રકાતવાળી હોય તો અત્તહિય્યાત બાદ દુરૂદ શરીફ, અને દુઆએ મા'ષૂરા (અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફ્સી ......) પઢી સલામ ફેરવે, અને જો ત્રણ અથવા ચાર રકાતવાળી નમાઝ છે તો અત્તહિય્યાત પઢયા પછી તરત ત્રીજી રકાત માટે ઉભી થઈ જાય

(૩) ત્રીજી અને ચોથી રકાતમાં સૂરએ ફાતિહા પહેલા બિસ્મિલ્લાહ પઢે, જો ફર્ઝ નમાઝ છે તો સૂરએ ફાતિહા પઢયા પછી રૂકૂઅ કરે અને જો વિત્ર, સુન્નત અથવા નફલ હોય તો બિસ્મિલ્લાહ પઢી અન્ય કોઈ સૂરત પઢે.

***સલામ ફેરવતી વેળા ધ્યાનમાં રાખો***

(૧) સલામ ફેરવતી વખતે બન્ને બાજુ ગરદનને એટલું ફેરવે કે પાછળ બેસનાર ઓરતોને તમારા ગાલ નઝર આવે.

(૨) સલામ ફેરવતી વખતે નઝર ખભાઓ તરફ રહે, જયારે જમણી બાજુ ગરદન ફેરવી "અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ" اَلسَّلَامُ عَلَيْكُمْ وَرَحْمَةُ اللّٰه કહે તો આ નિય્યત કરે કે જમણી બાજુ જે ફરિશ્તાઓ છે એમને સલામ કરી રહી છું, અને ડાબી બાજુ સલામ ફેરવતી વખતે ડાબી તરફ મોજૂદ ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરે. બન્ને સલામની શરૂઆત કિબ્લા તરફથી કરે.

***દુઆ માંગવાની રીત***

દુઆ માંગવાની રીત આ છે કે બંને હાથ એટલા ઉઠાવવામાં આવે કે તે છાતી સામે આવી જાય, બન્ને હાથ દરમિયાન થોડું અંતર રાખે, દુઆ કરતી વેળા હથેળીના અંદરના ભાગને ચેહરા તરફ રાખે.

# નમાઝ એક નજરમાં

| | |
|---|---|
| તકબીરે તહરીમા | ફરજ |
| કિયામ | ફરજ |
| કાનો સુધી હાથ ઉઠાવવા | સુન્નત |
| હાથ બાંધવા | સુન્નત |
| ષના પઢવી | સુન્નત |
| અઊઝુબિલ્લા... બિસ્મિલ્લાહ.. પઢવી | સુન્નત |
| ત્રણ આયતો જેટલું કુર્આન પઢવું | ફરજ |
| સૂરએ ફાતિહા પઢવી | વાજિબ |
| બીજી કોઈ સૂરત પઢવી | વાજિબ |
| રૂકૂઅમાં જવાની તકબીર | સુન્નત |
| રૂકૂઅ | ફરજ |
| રૂકૂઅમાં 'સુબ્હાન રબ્બિયલ અઝીમ' પઢવું | સુન્નત |
| રૂકૂઅથી ઉભા થતી વેળા 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' પઢવું | સુન્નત |
| કવમહ (રૂકૂઅમાંથી સીધા ઉભા થવું) | વાજિબ |
| કવમહમાં 'રબ્બના લક લ હમ્દ' પઢવું | સુન્નત |
| સજદહમાં જવાની તકબીર | સુન્નત |
| સજદહ | ફરજ |
| સજદહમાં'સુબ્હાન રબ્બિયલ અઅલા પઢવું | સુન્નત |
| સજદહમાંથી ઉઠવાની તકબીર | સુન્નત |
| જલ્સહ (બે સજદહ વચ્ચે શાંતિથી બેસવું) | વાજિબ |

| | |
|---|---|
| પહેલો કઅદહ (ચાર રકાતવાળી નમાઝમાં બે રકાત ઉપર બેસવું) | વાજિબ |
| અત્તહિય્યાત પઢવી | વાજિબ |
| અત્તહિય્યાતમાં 'અશ્હદુ અલ્લા ઈલાહ... વેળા આંગળી ઉઠાવવી. | સુન્નત |
| છેલ્લો કઅદહ (નમાઝની છેલ્લી રકાત પછી બેસવું) | ફરજ |
| દરૂદ શરીફ પઢવું | સુન્નત |
| દુઆ (અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ...)પઢવી | સુન્નત |
| અસ્સલામુ અલયકુમ... કહેવું | વાજિબ |
| સલામ વેળા જમણે ડાબે ગરદન ફેરવવી | સુન્નત |
| વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત પઢવી | વાજિબ |
| દુઆએ કુનૂત વેળા તકબીર કહેવી | વાજિબ |
| નમાઝની દરેક હરકત શાંતિથી, એવી રીતે કરવી કે જે તે હરકતમાં શરીર સ્થિર થઈ જાય પછી જ બીજી હરકત કરવી. (તઅદીલે અરકાન) | વાજિબ |

મસ્અલહ (૧) : નમાઝમાં કોઈ ફરજ અજાણે છૂટી જાય અથવા છોડી દેવામાં આવે તો નમાઝ થશે નહી, ફરીથી પઢવી જરૂરી છે.

મસ્અલહ (૨) : વાજિબ અજાણે છૂટી જાય તો છેલ્લા કઅદહમાં અત્તહિય્યાત પછી 'સજદએ સહવ' કરવાથી નમાઝ પૂરી થઈ જશે. આ સ્થિતિમાં સજદએ સહવ ન કર્યો, અથવા વાજિબ જાણી જોઈને છોડી દીધો તો નમાઝ ફરીથી પઢવી વાજિબ છે.

મસ્અલહ (૩) સુન્નત વસ્તુઓ અજાણે છૂટી જાય તો ગુનાહ નહી થાય, પણ એનો સવાબ પણ નહિ મળશે, અને જાણી જોઈને છોડી દેશે તો સુન્નત છોડવાનો ગુનાહ પણ થશે. •••••

## અત્તહિય્યાતઃ

અત્તહિય્યાતુ લિલ્લાહી વસ્સલવાતુ વત્તય્યિબાતુ અસ્સલામુ અલયક અય્યુહન્નબિય્યુ વ રહ્‌મતુલ્લાહિ વ બરકાતુહુ, અસ્સલામુ અલય્‌ના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન્‌ અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વઅશ્હદુ અન્ન મુહમ્મદન્‌ અબ્દુહૂ વ રસૂલુહૂ

## દુઆ :

અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કષીરા, વલા યગ્ફિરુઝ્ઝુનૂબ ઈલ્લા અન્ત, ફગ્ફિર્‌લી મગ્ફિરતમ્‌ મિનઈન્દિક, વર્‌હમ્ની ઈન્નક અન્તલ ગફૂરુર્રહીમ

## દુઆએ કુનૂત :

અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક, વ નસ્તગ્ફિરુક વ નુઅ્‌મિનુ બિક, વ નતવક્કલુ અલય્ક, વ નુષ્ની અલય્કલ ખ્ય્ર, વ નશ્કુરુક વ લા નક્ફુરુક, વ નખ્લઉ, વ નત્રુકુ મંય્યફજુરુક, અલ્લાહુમ્મ ઈય્યાક નઅ્‌બુદુ, વ લક નુસલ્લી, વનસ્જુદુ, વ ઈલય્‌ક નસ્આ, વ નહ્‌ફિદુ, વ નરજુ રહ્‌મતક, વ નખ્શા અઝાબક ઈન્ન અઝાબક બિલ્કુફ્ફારિ મુલ્હિક

***હલાલ રોઝીનું મહત્વ***

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે,

● માણસના શરીરનો જે ગોશ્ત હરામ કમાણીથી બન્યો હોય, એ જહન્નમને જ લાયક છે. (મિશ્કાત, તિરમિઝી શરીફ)

● એવો ઝમાનો આવશે કે માણસ કમાણીમાં એવું પણ ન જોશે કે હલાલ કમાણી છે કે હરામ. (બુખારી શરીફ)

● હરામ ખાનારની દુઆ કુબૂલ થતી નથી.(મુસ્લિમ શરીફ)